# ડિક વિટિંગટન

અને

# વિલિયમ ટેલ.

પ્રકાશકો

વીરબળ હરિસુખરામ મહેતા.
એસ. ટી. સી.

અને

દયાશંકર ભાઇશંકર શુક્લ.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,
સુરત.

મૂલ્ય એક આનો.

બાલવાર્તાવલિ. અંક ૭ મો.

# ડિક વિટિંગટન

અને

# વિલિયમ ટેલ.


અનુવાદક

વીરબલ હરિસુખરામ મહેતા,

એસ. ટી. સી., એફ. ટી. એસ.



પ્રકાશકો

વીરબલ હરિસુખરામ મહેતા.

અને

દયાશંકર ભાઇશંકર શુક્લ.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,

સોનીફળીઆ, સુરત.

પ્રથમાવૃત્તિ.

સંવત્-૧૯૭૫. ઈ. સ. ૧૯૧૯

મૂલ્ય એક આનો.

# પ્રસ્તાવના.

'[illegible]ગટન અને વિલિઅમ ટેલ' આ બાલવાર્તાવલિનો સાતમો અંક છે.

આ નાનકડી વાર્તાઓ કલ્પિત નથી, પરંતુ તેમાં ખરા ઐતિહાસિક પ્રસંગોનું વર્ણન છે; એટલે અમે ધારીએ છીએ કે બાળકોને આ વાર્તાઓ વિશેષ રસિક લાગશે, અને વધારે ઉપયોગી થઈ પડશે.

આ બાલવાર્તાવલિના સંબંધમાં એક ખુલાસો કરવો યોગ્ય લાગે છે. કેટલાકનું માનવું એમ જણાય છે કે 'બાલવાર્તાવલિ માસિક છે, અને તેના 'અંકો' દર માસે પ્રકટ થાય છે.' મુખપૃષ્ટપર 'અંક' શબ્દ વાંચીને આ અનુમાન બાંધવામાં આવ્યું હોય એ સંભવિત છે. પરંતુ અમારી પ્રથમ અંકની પ્રસ્તાવના અને અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થએલા અંકો જોતાં સહજ સમજાશે કે આ અનુમાન કેવળ નાપાયાદાર છે. બાલવાર્તાવલિ માસિક નથી; પરંતુ અનુકૂળતાએ પ્રસિદ્ધ થતી એક બાલોપયોગી પુસ્તકમાળા છે. 'અંક' શબ્દ મુખપૃષ્ટપર એટલા માટે મૂકવામાં આવે છે કે અત્યાર સુધીમાં બાલવાર્તાવલિનાં કેટલાં પુસ્તકો બાલસાહિત્ય પ્રકાશ મંદિર તરફથી પ્રસિદ્ધ થયાં છે તે સહજ સમજાય.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,
સોનીફળીઆ–સુરત.
તા૦ ૧–૧–૧૯૧૯

પ્રકાશકો.

# ડિક વિટિંગટન.

ઘણાં ગરીબ માબાપનાં છોકરાંઓ એમ સમજે છે કે 'આપણાથી મોટાં માણસો ન થવાય, પૈસાદાર માબાપનાં છોકરાંઓજ મોટાં થઇ શકે.' પરંતુ મોટાઈ કોઇપણ માણસ ધારે તો મેળવી શકે. મોટાઇ, મોટા માણસને ત્યાં જન્મ થવાથી મળતી નથી. પૈસાદારને ત્યાં જન્મેલાં બાળકો મોટપણે મોટાં ન પણ ગણાય, અને ગરીબ કુટુંબમાં જન્મેલાં બાળક મોટપણે મહાન્ વ્યક્તિની ગણનામાં ગણાય. ઇતિહાસમાં એવા ઘણા દાખલાઓ છે. ગરીબ કુટુંબમાં જન્મેલાં બાળકો પ્રસિદ્ધ સ્ત્રી-પુરૂષો થએલાં એવા ઘણા દાખલાઓ જગતનો ઇતિહાસ વાંચવાથી જડી આવે છે.

આ ટુંકી વાર્તાનો નાયક કોઈ કવિની કલ્પનાનું બાળક ન હતું; પરંતુ ગરીબ માબાપને પેટે જન્મેલું માનવ બાળક હતું. એની કબર આગળ મૂકેલો પત્થર હજુ પણ જોઇ શકાય તેમ છે. તેમજ તેના ઉપર કોતરેલી તેના જીવનની રૂપરેષા પણ વાંચી શકાય તેમ છે. આ કાંઈ બાળકોને માટે જોડી કહાડેલી વાર્તા નથી; પરંતુ ત્રણવાર લન્ડનના નગરશેઠ નીમાએલા ડિક વિટિંગટનની વાર્તા છે.

ડિક વિટિંગટન, લન્ડનથી ઘણે દૂર આવેલા એક ગામડામાં રહેનારા ગામડીઆનો છોકરો હતો. નાનપણમાં તેને નિશાળે મૂકયો હતો, પરંતુ ગરીબ માબાપનો છોકરો એટલે તે બહુ ઉંચા પ્રકારની કેળવણી લઇ શકયો નહિ. સારી કેળવણી લેવામાં જે ખર્ચ થાય તે કરવાની તેનાં માબાપમાં શક્તિ ન હતી, એટલે ગામઠી નિશાળમાં જેટલો અભ્યાસ થઇ શકે તેટલો અભ્યાસ પૂરો કર્યો પછી ડિકે કોઈ પણ પ્રકારે પૈસા રળાય એવી યુક્તિ શોધવા માંડી. પરંતુ આવા નાના ગામડામાં એને જોઇએ તેવું કામ મળી શકયું નહિ.

આથી તેણે લન્ડન જઇને પોતાનું નસીબ અજમાવવાનો વિચાર કર્યો. તે જાણતો હતો કે લન્ડન ઘણું મોટું શહેર છે, અને ત્યાં સંખ્યાબંધ લોકો નોકરી, વ્યાપાર, વગેરે કરીને પોતાનું ગુજરાન કરે છે. લન્ડનની રિદ્ધિસિદ્ધિ અને જાહોજલાલીની ઘણી ઘણી વાતો તેણે સાંભળી હતી. અને તેને આશા હતી કે હું લન્ડન જઇશ તો સારી રીતે કમાણી કરી શકીશ. એટલામાં વળી એનો ગરીબ બાપ મરણ પામ્યો, એટલે એનો નિશ્ચય દૃઢ થયો અને તેણે પોતાનો વિચાર મિત્રોને કહ્યો. તેના મિત્રોએ કહ્યું કે તું ઘણો નાનો છે, ને લન્ડન ઘણું મોટું છે અને આઘું છે. તો તું ત્યાં જઇને શું કરીશ.? તારાં સગાંવહાલાંની પાસે રહે. પણ આ વાત ડિકના મગજમાં ઠસી નહિ. મિત્રોએ ઘણો સમજાવ્યો, પણ

લન્ડન જવાનો વિચાર માંડી વાળવાની વાત એને ગળે ઉતરીજ નહિ.

તેની ઉમ્મર માત્ર તેર વર્ષની હતી, પણ તેનું મન મોટા પુખ્ત ઉમ્મરના માણુસ જેવું હતું. જ્યારે તે કાંઇ કરવાનો નિશ્ચય કરતો ત્યારે તે માત્ર બોલીને બેસી રહેતો નહિ; પરંતુ તે કરી બતાવતો. તેથી તેણે લન્ડન તરફ લાગ શોધીને નીકળી પડવાનો વિચાર કાયમ રાખ્યો.

હાથમાં એક લાકડી લીધી, એક કકડામાં થોડી રોટલી ને માખણ વગેરે બાંધી લીધું; અને પછી પોતાની મુસાફરીએ નીકળી પડયો. તેની પાસે એક ઘણી સુંદર અને ચાલાક બિલાડી હતી, તે પણ તેની પાછળ પાછળ ગઇ. ડિકે તેને પાછી વાળવાનું કર્યું; પરંતુ કેમે કરી તે પાછી વળી નહિ, ત્યારે તેને પોતાની સાથે લઇ લીધી. તે અને તેની બિલાડી લન્ડન તરફનો રસ્તો કાપવા લાગ્યાં. સવારનો સમય હતો એટલે સૂર્ય પ્રકાશતો હતો તેની ગરમી ડિકને અને બિલાડીને ઘણી સારી લાગતી હતી. ડિક આખરે બાળક હતો, તેથી કેટલાક માઇલની મુસાફરી કર્યા પછી તેને થાક લાગ્યો, અને તે રસ્તાની બાજુએ બેઠો. અને બેઠાં બેઠાં લન્ડનમાં શું કરવું તેનો વિચાર કરવા લ.ગ્યો.

હું લન્ડન જઇશ એટલે દરરોજ સારા પૈસા મેળવીશ. મારૂં ગજવું હમેશાં નાણાંથી ભરેલું રહેશે. ઘણી મહેનત

કરવી પડે તો ભલે, પણ હું ખૂબ કમાઇશ. એવા એવા તે વિચાર કરવા લાગ્યો. એને ભવિષ્યનાં સ્વપ્નાં આવવા લાગ્યાં. પછી જરા નાસ્તો પાણી કરીને તે પાછો ચાલતો થયો.

સૂર્યાસ્ત થયો ત્યારે પાછો તે અટકયો અને રાત્રિ ગાળવાને જગો શોધવા લાગ્યો. પાસે એક ખેડુતનું ઝુંપડું હતું તેનું બારણું ઠોકયું, એટલે ખેડુતની સ્ત્રીએ બારણું ઉઘાડયું અને પૂછયું "કોણ છે ?" ડિકે કહ્યું કે 'હું ગરીબ મુસાફર છું. મને એક રાત્રિ તમારે ત્યાં પડી રહેવા દેશો ?' બાઇ ઘણી ભલી હતી. તેણે તરતજ ડિકની વિનંતી સ્વીકારી અને કહ્યું 'ખરેખર છોકરા ! તું થાકી ગયેલો લાગે છે ! ભલે અહીં રહે, અને તારો થાક ઉતાર.' એમ કહી તેણે ડિકને થોડું ખાવાનું અને દૂધ આપ્યું અને થોડું દૂધ ડિકની બિલાડીને પણ આપ્યું. કેવી ભલી બાઈ !

ડિક જમી રહ્યો એટલે તેને પેલી ભલી બાઇએ પૂછયું 'છોકરા ! તું કયાં જાય છે ?' ડિકે કહ્યું 'હું લન્ડન જાઉં છું.'

"તું લન્ડન શા માટે જાય છે ? ત્યાં તું ભૂલો પડશે ! તારી કોઇ દરકાર નહિ કરે ! તને વખતે દુઃખ પડશે !" વગેરે વચનો કહીને એ ભલી બાઇએ ડિકને લન્ડન જતો અટકાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ડિકનો નિશ્ચય ડગ્યો નહિ. તે

કહે કે 'બાઇ! જેને કામ કરવું છે તેને સૌ વાનાં મળી આવે છે. જે હાડકાંના આખા હોય તેનેજ દુઃખ પડે. કામ કરીને પૈસો કમાવો હોય તેને તો કામ આવી મળે.' બાઇને આ બાળકની ઘણી દયા ઉપજી, પણ શું કરે! એને રોકવાની તેનામાં શક્તિ નહતી.

રાત્રિએ ડિક એક નરમ પથારીપર સુતો, અને તેની બિલાડી સુકા ઘાસની પથારીપર સુતી. થાકને લીધે બેઉને ઘણી સારી ઉંઘ આવી.

પરોઢીઉં થયું કે ડિક ઉઠયો અને મુસાફરીની તૈયારી કરી. પેલી ભલી બાઇએ તેને નાસ્તો કરાવ્યો. નાસ્તો કરીને પોતાનું પોટલું ને લાકડી લઇ ડિક ચાલતો થયો. તેની સાથે ડિકની બિલાડી પણ ચાલી. તેણે જતા પહેલાં પેલી ભલી બાઇનો ફરી ફરીને ઉપકાર માન્યો.

હજુ ઘણો રસ્તો કાપવાનો હતો, પણ ધીરજ ને હિંમતથી આખરે તે બિલાડી સહિત લન્ડન શહેરમાં આવી પહોંચ્યો. ગામડાનો બાળક, શહેરો કદી જોએલાં નહિ; તેથી પ્રથમતો ડિક આભોજ બની ગયો, કે આતે કેવું મોટું શહેર! પણ તે હિંમત હારે એવો ન હતો. ડિક જો આજ પાછો આવીને જુએ તો લન્ડન એના વખતમાં હતું તેના કરતાં ઘણું મોટું થઇ ગએલું લાગે, અને બરાબર પત્તા વિના ઓળખાણવાળા માણ-

સાને શાધી પણ ન શકે. પરંતુ તે વખતે આટલી બધી અડચણ પડે એમ ન હતું. તેણે સંભાળપૂર્વક ખબર કાઢી, અને આખરે પોતાના પિતાના મિત્ર મિ. હ્યુજ ફ્રિટ્ઝ વોરનનું મકાન શોધી કહાડયું.

મિ. વોરન એક પૈસાદાર વ્યાપારી હતો, અને એક સુંદર મકાનમાં રહેતો હતો. નીચેના ભાગમાં દુકાન હતી અને ઉપરના ભાગમાં તે રહેતો. તેને એક ખૂબસુરત છોકરી હતી, તેનું નામ એલીસ હતું. મિ. વોરનનો તેનાપર ઘણો પ્રેમ હતો. એ સિવાય ઘરમાં ઘણા નોકર ચાકરો હતા, અને એક રસોઈ કરનાર બાઇ હતી.

ડિક દરવાજો ખોલીને દાખલ થયો, અને મિ. વોરન બેઠા હતા ત્યાં જઇ સલામ કરી ઉભો રહ્યો. પ્રથમ તો મિ. વોરનની તેના ઉપર નજર પડી નહિ; પરંતુ જ્યારે તેણે તેને જોયો ત્યારે પૂછ્યું–"વારૂ, છોકરા ! તારૂં નામ શું? અને તું કયાંથી આવ્યો છે?"

ડિકે પોતાની બધી હકીકત જાહેર કરી, અને પોતે તેના જુના મિત્રનો એક પુત્ર છે તેનું પણ તેને ભાન કરાવ્યું. તે કોઇ નોકરીની શોધમાં આવ્યો હતો એમ જ્યારે મિ. વોરને જાણ્યું ત્યારે તેણે એકદમ તેને પોતાને ત્યાં નોકરીમાં રાખ્યો. તેની બિલાડીને જોઇ તેણે કહ્યું "અચ્યા

છોકરા, આ બિલાડી તારી છે?" ડિકે કહ્યું કે 'હા સાહેબ.' એટલે મિ. વોરને તેને પણ રાખવાનું કહ્યું. એના મનને કે ઉંદર પકડવાને બિલાડી પણ કામ લાગશે.

તરતજ રસોઇઅણને બોલાવી તેને ડિક સોંપ્યો, અને કહ્યું કે એ ગરીબનો છોકરો છે માટે એના પર દયા રાખજે. પણ રસોઇઅણ ઘણા ખરાબ સ્વભાવની હતી. એના હાથ તળે કોઇ પણ માણસ ટકતું ન હતું. પહેલાં તો એણે જરા દયા બતાવી, પણ ધીમે ધીમે પોતાનો પ્રતાપ બતાવવા માંડ્યો. અને જરાતરામાં ડિકને વઢવા લાગી. મિ. વોરનને આ બાબતની કશી ખબર પડતી નહિ. નહિતર એ વચ્ચે પડીને ડિકને દુ:ખ થતું અટકાવત.

આખરે ડિકની ધીરજ રહી નહિ. તેની સહનશક્તિની હદ આવી રહી, અને તેણે આ નોકરી છોડી જતા રહેવાનો વિચાર કર્યો. તેનું હૃદય બહુ દયાવાળું હતું, એટલે તેણે એવો વિચાર કર્યો કે જો હું શેઠને જઇને બધી હકીકત કહી રજા માગીશ તો રસોઇઅણને ઠપકો મળશે. માટે બહેતર છે કે મુગાં મુગાં બધાંની આંખ ઓળવીને ચાલ્યા જવું. અને તેણે એ પ્રમાણે કર્યું પણ ખરૂં.

જ્યારે ખબર પડી કે ડિક જતો રહ્યો છે ત્યારે મિ. વોરન ઘણો દીલગીર થયો. રસોઇઅણને પણ હવે પસ્તાવો થયો કે આવો સારો નોકર મારે લીધે જતો રહ્યો. ડિકની

બિલાડીને લીધે તેને ઘણું સુખ થયું હતું. કારણકે ઉંદરડાઓ નાસી ગયા હતા. અને હવે કોઈ કાંઇ ખેંચી જતું નહિ.

રસ્તામાં ચાલતાં ચાલતાં ડિક ભવિષ્યના વિચારમાં પડ્યો. હવે શું કરવું ? ક્યાં જવું ? કોને ત્યાં શું કામ શોધી કહાડવું ? કે પાછાં પોતાને ગામજ જવું ?

એવામાં તેને કોઈ કાંઇ કહેતું હોય એમ જણાયું. દેવળના ઘંટનો અવાજ થતો હતો, પરંતુ તેમાંથી જાણે કોઈ તેને કહેતું હોય કે " નગરશેઠ ડિક, પાછો ફર, પાછો ફર." એવો એને ભાસ થયો. હું સ્વપ્નમાં છું કે જાગૃત છું તે નક્કી કરવાને તેણે પોતાને ચૂંટી ખણી. જાગૃત છું એમ નક્કી થયું. છતાં તે આગળ ચાલ્યો. પરંતુ " નગરશેઠ ડિક, પાછો ફર, પાછો ફર " એ અવાજો કેમે કર્યા સંભળાતા બંધ થયા નહિ.

ડિકે વિચાર કર્યો કે હું નગરશેઠ બનું એવી ઇચ્છા ન હોય તો આવા સ્વરો સંભળાયજ નહિ. એમ વિચારી તે પાછો ફર્યો, અને જરા આનંદમાં પણ આવી ગયો કે હું લન્ડનનો નગરશેઠ થઇશ. !

સીધો તે મિ. વોરન પાસે ગયો. અને કહ્યું કે હું પાછો આવ્યો છું. મિ. વોરન ઘણા ખુશી થયા, અને કહ્યું જા, કામે વળગ; પરંતુ ફરીથી નાશી જતો નહિ.

પેલી રસોઇઅણ ઘણી ખુશી થઇ; પરંતુ બ્હારથી તો તેણે ગંભીર ચહેરોજ રાખ્યો અને ડિકને મ્હેણાં માર્યાં કે કેવો પાછો આવ્યો ?

એલીસ પણ ઘણી ખુશી થઇ. એનો સ્વભાવ ઘણો સારો હતો. ડિકના ઉપર તે ઘણી માયા રાખતી. તેણે જે બન્યું હતું તે પૂછી લીધું અને ડિકને નગરશેઠ થવાનું મન છે જાણી ઘણી ખુશી થઇ.

ફરી પાછું ડિકને તો દુઃખજ સહન કરવાનું હતું, કારણ કે રસોઇઅણ અનુભવથી ડાહી થાય એવી નહોતી. પરંતુ નગર શેઠ થવાની આશામાં ડિકે બધું સહન કર્યું.

મિ. વોરનનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. એક વહાણવટી તેનો માલ દૂર દેશોમાં લઈ જઈને વેચી આવતો અને ત્યાંથી બીજો માલ ખરીદી લાવતો તેમાંથી તેને ઘણો નફો થતો.

એક દીવસ એ વહાણવટી મિ. વોરન પાસે આવ્યો અને કહ્યું " સાહેબ હું મુસાફરીએ જાઉં છું. આપને કાંઇ માલ મોકલવો છે ? "

મિ વોરને કહ્યું " હા. "

મિ. વોરન એવો ભલો અને દયાળુ હતો કે પોતાના માલ સાથે તે પોતાના નોકરોને પણ જો કાંઇ મોકલવું હોય તો મોકલવા દેતો. તેણે પોતાના બધા નોકરોને બોલાવ્યા અને પૂછ્યું "તમારે કોઇને કાંઇ વેચવાનું છે? હોય તો આપણા આ વહાણવટી સાહેબ મુસાફરીએ જાય છે તેની સાથે મોકલીએ." સૌએ પોતાની પાસે જે જે હતું તે મોકલવાની ઇચ્છા બતાવી. ડિકને પૂછ્યું ત્યારે તે શું બતાવે! એની પાસે ફક્ત એક બિલાડી હતી, તેથી તેણે કહ્યું "મારી પાસે આ એક બિલાડી છે. પરંતુ તે શું કામ આવવાની છે? વળી એને હું મોકલી દઉં તો મને ગમે પણ નહિ."

પણ વહાણવટી સમજતો હતો કે ડિકની પાસે જે બિલાડી હતી તે ઘણી અમૂલ્ય હતી. તેથી તેણે કહ્યું "ડિક તું એ બિલાડી મોકલ, તારૂં નસીબ હશે તો તને સારો નફો થશે.

ડિક ઘણો દિલગીર થયો, પણ બધાએ ઘણું કહ્યું એટલે તેણે બિલાડી આપી.

વહાણવટી બીજા બધા સામાન સાથે ડિકની બિલાડીને પણ લઇ ગયો અને તેણે મુસાફરી શરૂ કરી. મુસાફરી કરતાં કરતાં વહાણ બાર્બરિ દેશમાં પહોંચ્યું. વહાણવટી અવારનવાર અહીં આવતો હતો, એટલે એને અને ત્યાંનાં રાજારાણીને સારૂં

ઓળખાણુ હતું. પાધરો તે રાજ-દરબારમાં ગયો અને કહેવ-રાવ્યું કે મારે રાજાજીને મળવું છે.

વહાણવટીને આવ્યો જાણી સૌ ખુશી થયાં, અને તેને રાજાજીને મળવાની પરવાનગી આપવામાં આવી.

રીતસર સલામ વગેરે થયા પછી વહાણવટીએ પોતે શું શું લાવ્યો છે તે જણાવતાં કહ્યું કે આ વખતે એક તદ્દન નવાઇ જેવી ચીજ લાવ્યો છું. તે નવાઇ જેવી ચીજ બીજી કોઇ નહિ પણ એક બિલાડી છે. ત્યાં બિલાડી કોઇએ કદી જોએલી નહિ, એટલે બિલાડી તે શું હશે અને તેનો શો ઉપયોગ હશે તે તેઓ સમજ્યાં નહિ. એ દેશમાં ઉંદરો બહુ હતા અને તેઓ એટલું તો દુઃખ દેતા કે રાજા રાણી અને સૌ તેમનાથી કંટાળી ગયાં હતાં. ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, જાગતાં, ઉંઘતાં, સર્વ વખતે ઉંદરોનો તેઓને ઘણો ત્રાસ હતો. જ્યારે વહાણવટીએ કહ્યું કે આ બિલાડી ઉંદરોનો નાશ કરશે, ત્યારે રાજાએ હુકમ કર્યો કે સત્વર તેને અહિં લાવો. એની કીંમત નક્કી કરવા માંડી, ત્યારે દરબારીઓમાંથી કોઇએ ખોબો ભરીને, તો કોઇએ કોથળી ભરીને, અને કોઇએ પેટી ભરીને એમ પોતપોતાની અક્કલ પ્રમાણે સોનું આપવાની સૂચના કરી. આખરે એમ નક્કી થયું કે બિલાડીની કિંમત તરીકે એક વહાણ ભરીને

સોનું આપવું. વહાણવટી ખુશ થતો થતો વહાણપર ગયો, અને ત્યાં બનેલી બધી હકીકત જણાવી તેથી સૌ ખુશી થયાં. બિલાડી લઇને વહાણવટી પાછો રાજ–દરબારમાં આવ્યો, એટલે બિલાડીને જોઈ સૌ આશ્ચર્ય પામ્યાં. કોઇને તેના ડોળા વિચિત્ર લાગ્યા, તો કોઇને તેની પૂછડી લાંબી લાગી. કોઇને તે નાના વાઘ જેવી લાગી. એમ દરેકને તેમાં કંઇને કંઇ વિચિત્ર જણાયું.

આવતાંની સાથેજ બિલાડીએ પોતાનું પરાક્રમ જણાવ્યું. એક ઉંદરને પકડીને ખાવા બેઠી. થોડીવારમાં ઉંદરો આમતેમ નાસવા લાગ્યા. બે ચાર દિવસમાં તો બિલાડીએ તમામ ઉંદરોને નસાડી મૂકયા, અને ઘણાને તો ખાઈ ગઇ. રાજારાણી ખૂબ ખુશ થયાં અને વહાણવટીને એક વહાણ ભરીને સોનું બિલાડીની કિંમત તરીકે આપ્યું. બીજીપણ જે જે વસ્તુ વહાણવટી લાવ્યો હતો તે તેણે વેચી અને તેના પૈસા લીધા.

વહાણ પાછું ફર્યું. સર્વે ખુશી આનંદમાં હતાં, કારણકે બધો માલ વેચાઇ ગયો હતો. પણ સૌથી વધારે આનંદ વહાણવટીનો હતો. ડિકને માટે તેણે લીધેલી મહેનત સફળ થઈ હતી. હવે ડિક શ્રીમંત થવાનો હતો. અને લંડન

શહેરના નગરશેઠ થવાનો સંભવ પણ વધારે નજીક આવતો જણાતો હતો.

લંડન પહોંચ્યા પછી તરત તે વહાણવટી મિ. વોરનને મળ્યો, અને બધી હકીકત કહી. મિ. વોરન, ડિકનું નસીબ ખૂલ્યું તે જોઇ ઘણો ખુશી થયો અને ઘરનાં સર્વ માણસોને એકઠાં કરીને એ વાત જાહેર કરી. ડિક, એકદમ પૈસાદાર થયો તેથી ખુશી તો થયો; પરંતુ બિલાડી સાંભરતાં તેની આંખમાંથી આંસુ પડયા વિના રહ્યાં નહિ! એક બિલાડી કેવી ઉપયોગી થઈ પડી!

ડિક શ્રીમંત થયો અને વખત જતાં લંડનનો નગરશેઠ પણ થયો. મિ. વોરને પોતાની વ્હાલી દીકરી એલીસનાં તેની સાથે લગ્ન કર્યાં; અને એ બેઉ જણે ખુશીઆનંદમાં જીંદગી ગુજારી. ડિક એકવાર નહિ; પરંતુ ત્રણ ત્રણવાર લંડનનો નગરશેઠ નિમાયો. તેણે લોકોના સુખને માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા હતા. એકદમ શ્રીમંત થઇ જતાં તે પોતાની ગરીબાઇના દીવસો ભૂલી ગયો ન હતો! ગરીબો પ્રત્યે તે હમેશાં દયા અને દીલસોજી બતાવતો.

ગરીબ લોકો પ્રત્યેની તેની નિઃસ્વાર્થી સેવાને માટે સરકારે તેને 'સર'નો ખેતાબ આપ્યો હતો. એટલે તેના નામ આગળ હમેશાં 'સર' શબ્દ મુકાતો. આપણી સરકાર પણ સારાં કાર્યો કરનાર અને સખી ગૃહસ્થોને તેમની સેવાની કદર કરીને આવો ખેતાબ આપે છે. ઘણા હિંદુ, મુસલમાન, પારસી વગેરે કોમના ગૃહસ્થોને તેમની સેવા બદલ આવા ખેતાબો આપવામાં આવ્યા છે.



# વિલિઅમ ટેલ.

તમે કદી યુરોપનો નકશો જોયો છે? જોયો તો હશે. ત્યાં આપણા રાજ્યકર્તા બ્રિટિશ લોકોનો દેશ, "બ્રિટિશ ટાપુ" ખંડની સહજ પશ્ચિમની બાજુએ આવેલો જણાય છે. આ નાનકડા ટાપુઓની દક્ષિણે ઇંગ્લિશ ચેનલ છે. અને એ ઇંગ્લિશ ચેનલની દક્ષિણે ફ્રાન્સનો સુંદર દેશ આવેલો છે, જેની રાજ્યધાની પારિસ ઘણું સુંદર શહેર ગણાય છે. આ દેશની પૂર્વે એક નાનકડો પ્રદેશ જોવામાં આવે છે. એ નાનકડો પ્રદેશ ઓસ્ટ્રિયા–હુંગરી અને ફ્રાન્સની વચ્ચે છે.

બીજી રીતે ઓળખાણ કરાવીએ તો એમ કહીશું કે એ દેશનું નામ ઘણી ઘડિઆળો ઉપર જોવામાં આવે છે. કારણકે સ્વિટ્ઝરલેન્ડ, ઘડિઆળોની બનાવટને માટે પ્રખ્યાત છે. ત્યાંના બરફથી ઢંકાએલા પર્વતો, અને સુંદર સરોવરો ઘણાં પ્રખ્યાત છે. દુનિયાના સુંદર દેખાવોમાં ત્યાંના પર્વતોની અને સરોવરોની પણ ગણત્રી થાય છે.

હાલ એ દેશમાં પ્રજાસત્તાક રાજ્ય છે. એટલે કે ત્યાં કોઇ રાજ્યકર્તા રાજા નથી; પરંતુ રાજ્યસત્તા લોકોના પોતાના હાથમાં છે. લોકો રાજ્ય ચલાવવાને કેટલાક ડાહ્યા માણસોને

ચૂંટી કહાડે છે અને તેઓ અમુક વખત સુધી રાજ્ય ચલાવે છે. આપણે જેમ મહારાજા જ્યોર્જ છે તેમ તેઓનો કોઇ રાજા નથી. ત્યાંની કેળવણીની પદ્ધતિ ઘણી સારી ગણાય છે.

અત્યારે આ દેશ પ્રજાસત્તાક છે; પરંતુ છસો વર્ષ પૂર્વે એ દેશ પરતંત્રતાના પંજામાં પડયો હતો. પાસેના ઓસ્ટ્રિઆ દેશના લોકોએ એ દેશ જીતી લીધો હતો અને પોતાની સત્તા ત્યાં જમાવી હતી. એ લોકો ત્યાં ઘણો જુલમ કરતા હતા; અને કુદરતી રીતે સ્વિટ્ઝરલેન્ડના લોકો હમેશાં પરતંત્રતામાંથી છૂટા થવાના પ્રયત્નો કરતા હતા. પરતંત્ર રહેવું કોને ગમે? સ્વતંત્રતા કોને પ્રિય નથી? આપણા રાજ્યકર્તાઓને પણ સ્વતંત્રતા ઘણી પ્રિય છે અને તે મેળવવાને ભૂતકાળમાં તેમણે પણ ભગીરથ પ્રયત્નો કરેલા.

ઓસ્ટ્રિઆથી સ્વિટ્ઝરલેન્ડમાં જેને ગવર્નર તરીકે મોકલતા તે લોકો ઘણા તુમાખીવાળા હતા. પ્રજાના ઉપર જુલમ ગુજારતા અને વિચિત્ર હુકમો કાઢતા. જો પ્રજા તે હુકમો પાળે નહિ તો તેમને કનડતા. આપણી આ વાર્તાના નાયક વિલિઅમ ટેલે આવો એક વિચિત્ર હુકમ પાળવાની ના કહી અને ગવર્નરની સામે થવામાં ઘણી હિંમત બતાવી માટે તેનું નામ સ્વિટ્ઝરલેન્ડના ઇતિહાસમાં **સ્વતંત્રતાના સ્તંભ** તરીકે પ્રખ્યાત છે.

એવો તે શો વિચિત્ર હુકમ કાઢયો હશે કે ટેલે તે પાળ-વાની ના કહી હશે !

ખરેખર હુકમ ઘણો વિચિત્ર હતો. તે વખતના ઓસ્ટ્રીયન ગવર્નરનું નામ જેસલર હતું. તેણે એવો હુકમ કાઢયો હતો કે 'બજારમાં એક ઉંચા થાંભલા ઉપર મારી ટોપી મૂકવી અને જે લોકો ત્યાંથી પસાર થાય તેમણે એ ટોપીને સલામ કરવી.' લોકોને આવી રીતે ટોપીને સલામ કરવી ગમતી ન હતી, પરંતુ બિચા-રાઓ શું કરે ? ગવર્નરની આજ્ઞાનો ભંગ કરે તો દુઃખ સહન કરવું પડે. એટલે ઘણાઓએ તો ગવર્નર સાહેબનો હુકમ પાળ્યો અને પોતાની ટોપી ઉતારીને ગવર્નર સાહેબની ટોપીને. માન આપ્યું. ત્યાં ઉભા રાખેલા પોલીસના સિપાહીઓને પણ આ હુકમ ગમતો ન હતો. પરંતુ શું કરે બિચારા ચિઠ્ઠીના ચાકર!

વિલિયમ ટેલ સ્વિટઝરલૅન્ડના પહાડી પ્રદેશમાં રહેતો હતો. ત્યાં એને પવનની માફક સ્વતંત્રપણે હરવા ફરવાની ટેવ હતી. સ્વતંત્રતા તેને ઘણી પ્રિય હતી. એટલે જ્યારે એ આ સ્તંભ આગળ આવ્યો અને લોકોને ગવર્નરની ટોપીને માન આપતાં જોયા, ત્યારે એને ઘણી નવાઈ લાગી, કે આતે શી ગુલામગીરી ! આ શો જુલમ કે ટોપીને નમન કરવું પડે ! તેનું સ્વતંત્ર લોહી તેની નસોમાં ઉછળી આવ્યું, અને તેણે નિશ્ચય કર્યો કે 'હું આ ટોપીને નહિ નમું.'

થાંભલા આગળ આવ્યો પણ તેણે પોતાની ટોપી ઉતારી નહિ. સિપાઇએ તેને આગળ જતો અટકાવ્યો અને તેની ફરજ સમજાવી. પરંતુ ટેલ એકનો બે થયો નહિ. તેણે ટોપી ન ઉતારી તે નજ ઉતારી.

સિપાઈની ફરજ હતી કે ગવર્નર સાહેબને આ બનાવની ખબર આપવી. તે પ્રમાણે ખબર આપવામાં આવી. આ વાત જાણીને ગવર્નર તો ક્રોધાતુર બની ગયા અને બોલ્યા કે "મારા હુકમનો અનાદર કરનાર આ કોણ છે? જેણે મારા હુકમનું અપમાન કર્યું છે તેને મોતની સજા કરવી જોઇએ."

પરંતુ મોતની સજા ફરમાવતા પહેલાં તેણે ટેલને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. ટેલ ત્યાં આવ્યો ત્યારે ગવર્નરને જણાયું કે એ તો નિશાનબાજ વિલિઅમ ટેલ પોતેજ છે. એટલે ગવર્નર સાહેબે એક યુક્તિ શોધી કહાડી કહ્યું "ટેલ, મેં સાંભળ્યું છે કે તું નિશાનબાજ છે." "હું નિશાન તાકી શકુ છું, કેમકે મને શિકારનો શોખ છે." ટેલે ઉત્તર આપ્યો.

ત્યારે ગવર્નરે કહ્યુ "તેં મારા હુકમનું અપમાન કરીને મોટો ગુન્હો કર્યો છે. પણ તું ઉત્તમ નિશાનબાજ છે તેથી તને એટલીજ શિક્ષા ફરમાવું છું કે તારા છોકરાના માથા

ઉપર નાનું સફરજન મૂક, અને તેને તારા બાણુથી વીંધી નાંખ. જો તારૂં નિશાન બરાબર લાગશે તો હું તને છોડી મૂકીશ. પરંતુ જો તેમ નહિ થાય તો હું તને જરૂર મોતની સજા ફરમાવીશ.”

લોકોએ જ્યારે આ ઘાતકી હુકમની વાત જાણી ત્યારે તેમનાં રૂવેરૂવાં ઉભાં થયાં. પોતાના વહાલા છોકરાના માથા ઉપર એક લીંબુ જેવડું ફળ મૂકીને તેને શી રીતે વીંધી નખાય! સૌ કહેવા લાગ્યાં કે બિચારા ટેલનું હવે આવી બન્યું. તેનાં સગાં આવી પહોંચ્યાં હતાં તેમણે પણ તેને કહ્યું કે આવી શરત સ્વીકારવા કરતાં તો ગવર્નર સાહેબની ટોપીને સાષ્ટાંગ દંડવત્ કરવા પણ સારા.

પરંતુ ટેલનો પુત્ર તેના બાપ જેવોજ હિંમતવાન હતો. તે પિતાની સાથે શિકારે જતો હતો અને તે જાણતો હતો કે કોઇપણ દિવસ ટેલ પોતાનું નિશાન ચૂકયો ન હતો. તેની ખાતરી હતી કે આ વખતે પણ ટેલ નિશાન નહિ ચૂકે. તે આગળ આવ્યો અને કહ્યું; ‘પિતાજી ગભરાશો નહિ. હું જરાપણ હાલીશ નહિ. લાકડાના પુતળાની માફક ઉભો રહીશ. માટે નિશાન તાકો.’

ટેલે ઘણા ઘણા શિકાર કર્યા હતા, પરંતુ આજે તેનું જાણે લોહી ઉડી ગયું હોય એમ લાગતું હતું. નિશાન

ચૂકે તો પોતાના વહાલા પુત્રનો પ્રાણ જાય એ વિચારે તેનું હૃદય ભરાઇ આવ્યું હતું. તેના હાથમાંથી જાણે કૌવત જતું ન રહ્યું હોય એમ લાગતું હતું! પણ પોતાના કુમળા વહાલા છોકરાનું કહેવું સાંભળીને તેનામાં ધીરજ આવી. વળી ગમે તે થાય તોપણ ટોપીને નમન તો નજ કરવું એવો એનો દૃઢ નિશ્ચય હતો.

નાનો ટેલ હસતો હસતો દૂર જઇને ઉભો અને તેના માથા ઉપર એક સફરજન મૂકવામાં આવ્યું. તે ધીરજ રાખીને એક નાના સિપાઇની માફક ટટાર ઉભો રહ્યો. આ બાળકને આમ મોતની અણીપર ઉભેલો જોઈ સ્ત્રીઓની આંખમાંથી આંસુઓ પડવા લાગ્યાં. કેટલાક મરદોની આંખોમાં પણ ઝળઝળીયાં આવ્યાં. પરંતુ પહાડી હૃદયના જેસલરમાં કશી દયા ઉત્પન્ન થઇ નહિ. તે તો પ્રસન્ન મુખે તમાશો જોતો હોય તેમ ઉભો હતો.

વિલિયમ ટેલે હાથ સ્થિર કરીને નિશાન તાકયું! લોકો એક્ટીટસે જોઇ રહ્યા કે શું થશે! નાનો ટેલ જરાપણ હાલ્યો ચાલ્યો નહિ. આંખ સરખી પણ ફરકાવી નહિ. ટેલનું બાણ છટયું અને સફરજનના બરોબર વચ્ચેથી બે કકડા થયા. લોકોએ "શાબાશ ટેલ! શાબાશ!" ના અવાજોથી અને તાળીઓના ગગડાટથી ટેલને વધાવી લીધો. નાનો ટેલ પિતાની પાસે દોડી ગયો અને તેને બાઝી પડયો.

જેસલર ધારતો હતો કે ટેલ નિશાન ચૂકશે. અને તેમ થશે તો હું એને મોતની સજા ફરમાવીશ. પરંતુ તે ઝંખવાણો પડી ગયો.

ટેલની પાસે એક બીજું તીર હતું. તેના તરફ આંગળી કરીને જેસલરે પૂછયું; "વારૂ ટેલ, કહે જોઇએ એક તીર તો જાણે સફરજન તાકવાને માટે હતું, પરંતુ આ બીજું તીર શા માટે રાખ્યું હતું ?"

"મારૂં નિશાન જો ચૂકયો હોત તો આ બીજા તીર વડે હું તારો જાન લેત." વિલિયમ ટેલે નિર્ભયપણે ઉત્તર આપ્યો.

જેસલર ઘણોજ ગુસ્સે થયો અને હુકમ કર્યો કે આ બેઅદબ માણસને બંદીખાનામાં નાખો.

જેસલરનો હુકમ તરતજ અમલમાં મુકાયો. ટેલને એક હોડીમાં બેસાડીને સરોવરને પેલે પાર એક મજબૂત કિલ્લો હતો તે તરફ હોડી હંકારી.

પરંતુ રસ્તામાં તોફાન થયું. સરોવરનાં પાણી ઉછળવા લાગ્યાં. અને ટેલને પકડી લઇ જનારા સિપાઇઓથી હોડી કબજે રહી શકી નહિ. તેઓએ ટેલને છુટો કર્યો અને હોડી બરોબર હંકારવાનું કહ્યું. જેવી હોડી કિનારા

તરફ આવી કે ટેલ એકદમ કૂદી પડ્યો અને પાસેના ખડકમાં ભરાઈ બેઠો.

આ વાતની ખબર ગવર્નરને પહોંચી કે તે તરત ટેલની શોધ કરીને તેને શિક્ષા કરવાના હેતુથી તે ત્યાં આવ્યો. પરંતુ ટેલે એક તીર મારીને તેનો પ્રાણ લીધો. અને સ્વિટ્ઝરલેન્ડ આ પ્રમાણે આ ઘાતકી રાજ્યકર્તાના હાથમાંથી છૂટયું.

સ્વિટ્ઝરલેન્ડના લોકો ટેલને દેશની સ્વતંત્રતાના વીર સેવક તરીકે હજુ પણ માન આપે છે. તેમણે જે ખડક ઉપર ટેલ કિનારે કુદી પડયો હતો ત્યાં એક સુંદર મંદિર બંધાવ્યું છે અને તેને તેઓ "ટેલ્સ ચેપલ" કહે છે. એ મંદિર ચુરી સરોવરના કિનારા ઉપર આવેલું છે.

સમાપ્ત.

## બાલવાર્તાવલિની મંજુર થએલી વાર્તાઓ

### (દરેકની કિંમત એક આનો છે.)

૧ મહારાજા કનકકાન્ત (બીજી આવૃત્તિ સચિત્ર)
૨ સત્યવચની વિક્ટર ( ,, ,, )
૩ જાદુઇ દીવો. (બીજી આવૃત્તિ)
૪ પરધન મિટ્ટીસમાન.
૫ રત્નગઢનો બાળકુમાર.

પહેલી ત્રણ વાર્તાઓ ના. સરકારના તેમજ વડોદરા ભાવનગર ને જૂનાગઢ રાજ્યોના કેળવણી ખાતા તરફથી ઇનામ ને લાયબ્રેરી તરીકે મંજુર થએલી છે. અને છેલ્લી બે વાર્તા ના. સરકારના કેળવણીખાતા તરફથી ઇનામ તરીકે, ને વડોદરા, ભાવનગર ને જૂનાગઢના કેળવણી ખાતા તરફથી ઇનામ ને લાયબ્રેરી તરીકે મંજુર થએલી છે.

ઉપરની વાર્તાઓ નીચેને સ્થળેથી મળશે:—
વ્યવસ્થાપક, **બાલસાહિત્ય પ્રકાશ મંદિર,**
સોનીફળીઆ-સુરત.

---

Published by:-Veerbal H. Mehta. S. T. C.
and
Dayashanker B. Shukla.
Balsahity Prakash Mandir, Sonifalia, SURAT.

Printed by:—
Thakordas Mansing at "Surat City" Printing Press, near Chauta Bridge, SURAT.

# બાલસાહિત્ય પ્રકાશ મંદિર—સુરત.

**સંસ્થાપક**

**વીર[illegible] હરિસુખરામ મહેતા.**

**એસ. ટી. સી., એફ. ટી. એસ.**

---

બાળકો દેશના ભવિષ્યના સ્તંભો છે. **"જેવાં આજનાં બાળ તેવો કાલનો દેશ."** આ સાદું સત્ર અને 'બાળકેળવણીના સાધનસમૂહમાં સાહિત્યનું સ્થાન' એ બે બાબતપર ગુર્જર બાળકોના માબાપ કે સાહિત્યસેવકોનું બહુ લક્ષ ખેંચાયું હોય એમ લાગતું ન અંગ્રેજી સાહિત્યમાં બાળકોને માટે ખાસ સાહિત્ય છે, બાળક આનંદ આપે એવાં અનેક પુસ્તકો પ્રતિ વર્ષ પ્રકટ થાય છે, ત બાળોપયોગી માસિકો પણ ઓછાં નથી. પરન્તુ **આપણા સંકુચિત સાહિત્યમાં બાળકોને યોગ્ય સાહિત્ય ઘણું ઓછું છે;** લગભગ નથી એમ કહીએ તો ચાલે. આ એક મોટી ખોટ છે.

બાળકોને યોગ્ય સાહિત્ય, ગુજરાતી તેમજ ઇતર સાહિત્યમ એકત્ર કરી, તથા નવું સાહિત્ય ઉત્પન્ન કરી, બાલસાહિત્યની મોટી રી પાડવા **'બાલસાહિત્ય પ્રકાશ મંદિરની'** પ્રવૃત્તિ છે. અંગે બાળ-હૃદયમાં વાચનવિલાસ જાગૃત કરવા—નાનપણથીજ સા પ્રતિ રુચિ ધરાવતા થાય તેમ કરવા—**બાલવાર્તાવલિની** યોજના છે. આ વાર્તાવલિ ઉપરાંત બાળકોને યોગ્ય, ઇતર સાહિત્ય પણ કરવાની ધારણા છે. **બાળકોનાં માબાપો અને સાક્ષરો જે અંશે આ યોજનાનો સત્કાર કરશે તેટલે અંશે તે ફળીભૂત થ**

સાક્ષરો ને બાળકોના હિતચિંતકો જો બાળોપયોગી સા મોકલશે તો ઉપકાર થશે